સુરત શહેર તથા ચોર્યાસી તાલુકાનો

# "ભુગોળ શિક્ષક"


રચનાર:—સ્વ. છગનલાલ મોતીરામ શાહ.

"સુખગણિત શિક્ષક" "ડિકટેશન શિક્ષક" વગેરેના કર્તા.

રચનારનું ઠેકાણું:—શાહપોર-સુરત.



પ્રસિદ્ધ કર્તા—ઈશ્વરલાલ મગનલાલ શાહ.

પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું-શાહપોર સુરત.




સુધારેલી આવૃત્તિ.


સુરત-ચૌટાના પુલ ટાંકી પાસે ધી "શંકર" પ્રીન્ટીંગ પ્રેસમાં નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપી.

તા. ૨૦-૧૧-૧૯૩૧. સંવત ૧૯૮૭.

કિંમત ત્રણ આના પોસ્ટેજ જીદું.

## બીજા ધોરણના "અંકગણિતનાં મનોયત્ન"

### મંજુર થયાના હુકમ નંબર તથા તારીખ.

મહેરબાન જામનગર એજ્યુકેશનલ ઇન્સપેકટર સાહેબની ઓફિસના એ. જા. નં ૪૪૧ તા. ૨૧-૭-૧૯૧૯ના પત્રમાં જણાવવામાં આવ્યું છે કે "અંકગણિતનાં મનોયત્ન" આ સ્ટેટની સ્કૂલોમાં બીજા ધોરણમાં.

**ટેકસ્ટ બુક તરીકે મંજુર કરવામાં આવેલ છે.**

---

મહેરબાન વાંકાનેર સ્ટેટના એજ્યુકેશનલ સેક્રેટરી સાહેબની ઓફિસના નં ૫૧ તા. ૩૦-૧૨-૧૯૧૯ના પત્રમાં જણાવવામાં આવે છે કે,

**બીજા ધોરણના**

" અંકગણિતના મનોયત્ન "

વાં. હ. સા. આ. ના ૨૭૦/૧ તા. ૧૭-૧૨-૧૯થી આ સ્ટેટની **નિશાળોમાં ટેકસ્ટ બુક તરીકે મંજુર કરવામાં આવેલ છે.**

---

મહેરબાન કાઠિઆવાડના એજંટ ટુ ધ ગવર્વર સાહેબ બહાદુરે પોતાના હુકમ નં. ૭૯ તા. ૨-૮-૧૯થી બીજા ધોરણના ' અંકગણિતનાં મનોયત્ન "

કાઠિઆવાડ એજન્સિની તમામ પ્રાયમરી સ્કૂલોમાં

**ઇનામ અને લાયબ્રેરી બુક તરીકે મંજુર કર્યો છે.**

---

એ. જા. ન. ૨૯૩ તા. ૧૧-૯-૧૯૧૯ ગોંડળ સ્ટેટમાં **લાયબ્રેરી માટે મંજુર છે.**

---

હુ. મુ. નં. ૪૧૬૬ તા. ૨૮-૮-૧૯૧૯ રાજકોટ સ્ટેટમાં **લાયબ્રેરી માટે મંજુર. કિં. ૦-૫-૦ પાંચ આના.**

## સ્વ. છગનલાલ મોતીરામ શાહ કૃત

# સુરત શહેર તથા ચોર્યાસી તાલુકાનો

 ## ભૂગોળ શિક્ષક 

જે દિશામાં સુરજ ઉગે છે તે ઉગમણી અથવા પૂર્વ દિશા. જે દિશામાં સુરજ આથમે છે તે આથમણી અથવા પશ્ચિમ દિશા. સુરજ સામું મોં કરી ઉભા રહીએ, તો ડાબા હાથ તરફની ઉત્તર દિશા અને જમણા હાથ તરફની દક્ષિણ દિશા.

રાત્રે ધ્રુવનો તારો જે તરફ દેખાય છે તે તારા તરફની ઉત્તર દિશા, અને તેની સામેની દક્ષિણ દિશા.

ધ્રુવના તારા તરફ મોં કરી ઉભા રહીએ, તો ડાબા હાથ તરફની પશ્ચિમ દિશા, અને જમણા હાથ તરફની પૂર્વ દિશા.

દિશાઓ ચાર છે, પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ. પૂર્વ અને પશ્ચિમ તેમજ ઉત્તર અને દક્ષિણ સામસામી દિશાઓ છે.

### દિશા વિષે. દોહરો

સુરજ ઉગે છે પૂર્વમાં, આથમતો પશ્ચિમ,
પૂર્વ ભણી મોં રાખતાં, જમણી ગમ દક્ષિણ.
ડાબી ગમ ઉત્તર દિશા, મળી દિશા થઇ ચાર,
એ ચારે દિશા તણો, મનમાં કરો વિચાર.

### નકશાની દિશાઓ.

નકશા સામું મોં કરી ઉભા રહીએ, તો માથા તરફની એટલે ઉપરની ઉત્તર દિશા. પગ તરફની એટલે નીચેની દક્ષિણ દિશા. જમણા હાથ તરફની પૂર્વ દિશા, અને ડાબા હાથ તરફની પશ્ચિમ દિશા.

નકશામાં હરકોઇ જગા બીજી જગાની ઉપલી મેર આવેલી હોય, તો તે ઉત્તરે કહેવાય, નીચલી મેર આવેલી હોય તો દક્ષિણ કહેવાય, જમણી તરફ આવેલી હોય તો પૂર્વે કહેવાય, અને ડાબી તરફ આવેલી હોય તો તે પશ્ચિમે કહેવાય.

ખુણાઓ.

પૂર્વ અને દક્ષિણ વચ્ચેનો **અગ્નિ ખુણો.**
દક્ષિણ અને પશ્ચિમ વચ્ચેનો **નૈર્ઋત્ય ખુણો.**
પશ્ચિમ અને ઉત્તર વચ્ચેનો **વાયવ્ય ખુણો.**
ઉત્તર અને પૂર્વ વચ્ચેનો **ઈશાન ખુણો.**

ખુણાઓ ચાર છે. **અગ્નિ, નૈર્ઋત્ય, વાયવ્ય, ઈશાન.**

ખુણા વિષે. દોહરો.

ઉત્તર પૂર્વ વચ્ચે રહ્યો, ઈશાન ખુણો યાર;
દક્ષિણ પૂર્વ તણી વચ્ચે, અગ્નિ ખુણ નિરધાર.
દક્ષિણ પશ્ચિમ મધ્યમાં, નૈર્ઋત્ય ખુણો જાણ;
ઉત્તર પશ્ચિમે હવે, વાયવ્ય મનમાં આણ.

## નકશાની દિશાની સમજ.

ઉત્તર




પશ્ચિમ પૂર્વ

દક્ષિણ

### વ્યાખ્યાઓ

**શાહેર**-જેમાં હારબંધ અને છોબંધ ઘણાં ઘરો તથા મોટાં મોટાં બજારો આવેલાં હોય તે.

**કોટ**-શહેરના બચાવ માટે બાંધેલી જાડી, પહોળી, ઉંચી ભીંત.

**પરાં**-શહેરનો પાછળથી વધેલો ભાગ. મોટા કોટ અને નાના કોટની વચ્ચેનો ભાગ.

**દરવાજા**-શહેરમાં જવા આવવા માટે મોટા કોટમાં મૂકેલા દરવાજા.

**ભાગળ**-નાના કોટમાં જવા આવવા માટે મૂકેલા નાના દરવાજા.

**બારી**-નદીના કાંઠા પર જવા આવવા માટે મૂકેલા નાના દરવાજા

**નકશો**-કોઇ ગામ કે શહેરનો માપ પ્રમાણે કાઢેલો નમુનો.

**સડક**-પત્થરથી બાંધેલો રસ્તો.

**રેલ્વે**-લોઢાની સડકનો બાંધેલો રસ્તો, જેનાપર આગગાડી ચાલે છે તે.

**સ્ટેશન**-આગગાડી ઉભી રાખવાનું મુકરર ઠેકાણું.

**ગુડસયાર્ડ**-આગગાડીમાંથી માલ ચઢાવવા ઉતારવાનુ ઠેકાણું.

**જંકશન**-જ્યાં આગળ આગગાડીના રસ્તા મળે છે તે.
**આયાત**-બીજે ગામથી આવતો માલ.
**નિકાસ**-બીજે ગામે જતો માલ.
**ગેટ**-પોલીસનું થાણું. ચોકી.
**બારૂં**-જે ઠેકાણે વહાણ લંગારવામાં આવે છે તે.
**ડકકો**-વહાણમાંથી માલ ચઢાવવા ઉતારવા માટ બાંધેલો લાકડાનો ઘાટ.
**પૂલ**-નદી કે ખાડી પરથી માણસો તથા ગાડીઓ જવા માટે બાંધેલો રસ્તો.
**બંદર**-નદી કે દરીઆ કાંઠે આવેલું શહેર કે જ્યાંથી વહાણ મારફત ઘણો માલ આવ જા થતો હોય તે.
**ગામડું**-નાનાં ઝુંપડાં જેવાં ઘરોનો જથો.
**ગામ**-થોડાં ઘર ને ફળીઆંનો જથો.
**કસ્બો**-તાલુકાનું સૌથી મોટું ગામ.
**તાલુકો**-ઘણાં ગામ મળીને થએલો મામલતદારના તાબાનો ભાગ.
**ભાઠું**-નદી કાંઠાની ખેડવા લાયક રેતાળ જમીન.
**ચગાની જમીન**-નદીનું મટોડું ઠરીને બનેલી જમીન.
**બેટ**-જેની ચારે બાજુ પાણી ને વચમાં જમીન હોય તે.
**કાંઠો** જમીનનો જે ભાગ પાણીની લગોલગ આવેલો હોય તે.
**મૂળ**-નદી જે ઠેકાણેથી નીકળે છે તે જગા.
**મુખ**-નદી જે જગાએ દરીઆને મળે છે તે જગા. નદીના મૂળ આગળની જગા ઉંચી ને મુખ આગળની નીચી હોય છે.
**સમુદ્ર**-દરીઓ. એનું પાણી ખારૂં હોય છે.
**નદી**-શહેરનું પાણીનો રેલો પર્વત અથવા સરોવરમાંથી નીકળી ઢળતી જગામાં થઇ બીજી નદી કે દરીઆને મળે છે તે.
**ખાડી** શહેરનું પાણી વહી જવા માટે ખોદેલી મોટી ખાઈ.
**તળાવ**-જેની ચારે બાજુ જમીન ને વચમાં પાણી હોય તે.

## સુરત શહેર.

સુરજ નામની રામજણી પરથી સુરત નામ પડ્યું. વિદ્વાન લોકો એને સૂર્યપુર કહેતા.

**સીમા-ઉત્તરે**-ગોતાલાવાડી, કતારગામ ને વેડની જમીન. **પૂર્વે** રેલવેની સડક, વરાછા, પુણા કુંભારીઆની જમીન. **દક્ષિણે-ઉધના** ને મજુરાની જમીન. **પશ્ચિમે**-તાપી નદી.

**વિસ્તાર**-ઉત્તરે વરિઆવી દરવાજાથી દક્ષિણે નવસારી દરવાજા સુધીની લંબાઇ ચાર માઇલ છે, અને પૂર્વે સરાહના દરવાજાથી પશ્ચિમે અડવાના દરવાજા સુધીની લંબાઇ ચાર માઇલ છે.

**ભાગો**-બે છે. (૧) મોટા અને નાના કોટની વચ્ચેનો ભાગ (પરાં). (૨) નાના કોટની અંદરનો ભાગ (શહેર.)

સ્ટેશનથી કિલ્લા સુધી મોટી પહોળી સડક પૂર્વ પશ્ચિમ બાંધેલી છે, તેથી શહેરના ઉત્તર અને દક્ષિણ એવા બે ભાગ કરેલા છે.

**કુદરતી રચના**-શહેરની જમીન કરતાં પરાંની જમીન નીચી છે. શહેરના બે ભાગનું પાંણી સૈયદપુરી ભાગળે થઇ મક્કાઈ ભાગળની ખાડીમાં વહી તાપીમાં જાય છે, તેથી શહેરની પશ્ચિમનો ઢાળ ઉત્તર દક્ષિણ છે. શહેરની જમીન ચગાની બનેલી છે. મટોડું કાળું અને પીળું એમ બે જાતનું નીકળે છે. પીળા મટોડામાંથી મરડીઆ કાંકરા નીકળે છે, તે છો બનાવવાનાં કામમાં આવે છે, અને કાળા મટોડાનાં વાસણ, નળીઆં, ઇંટો, અને રમકડાં બને છે.

**નિચાણ ભાગો**-નવસારી બજાર, સગરામપરું, વરિઆવી ભાગળ, ગલેમંડી અને ભાગાતળાવ.

**નદી**-તાપી એ સાતપુડા પર્વતમાંથી નીકળે છે અને સુરતથી ચૌદ માઇલ પર અરબી સમુદ્રને મળે છે. તાપી નદીમાં હોપ પૂલ આગળ બેટ છે.

**હવાપાણી**-દરીઆ પાસે હોવાથી વરસાદ ઘણો એટલે ૩૯ ઇંચ પડે છે, અને તાપ ઓછો લાગે છે. હવા ભેજવાળી છે.

**વસ્તી**-એક લાખ ઓગણીસ હજાર બસો નવ્વાણું માણસની છે. તેમાં **હિંદુ, મુસલમાન, પારસી, શ્રાવક,** અને **ખ્રિસ્તી** મુખ્ય છે. હિંદુઓમાં વાણીઆ, બ્રાહ્મણ, ભાટીઆ, કણબી, કાછીઆ, અનાવિલ બ્રાહ્મણ, કાયસ્થ, નાગર, ઘાંચી, ગોલા, ખતરી વગેરે છે.

**ધર્મ**-**હિંદુ ધર્મ**-હિંદુઓનો. **મુસલમાની ધર્મ**-મુસલમાનોનો. **જરથોસ્તી ધર્મ**-પારસીનો. **જૈનધર્મ**-શ્રાવકનો. **ખ્રિસ્તી ધર્મ**-ખ્રિસ્તીઓનો.

**ધંધો**-વેપારનો, કારીગરીનો, નોકરીનો, અને મજુરીનો.

**હુન્નર**-રેશમ અને કસબનો વણાટ, લાકડાં, સુખડ અને હાથીદાંતનું કોતરકામ, ચાંદલા, હીરા, માણેકનું જડાવકામ, જીકચળકનું ભરતકામ, હીંગળોક, રસકપુર તથા બરફી બનાવવાનું કામ. એ સિવાય કાપડ વણવાની મીલો, રૂ કાંતવાના જીનો; રૂની ગાંસડી બાંધવાના પ્રેસો, ચોખાની મીલો, છાપખાનાં, અનાજ દળવાની ઘંટીઓ, બરફ તથા સોડાવોટર બનાવવાનાં કારખાનાં, દીવાસળી બનાવવાનું કારખાનું, હુન્નરશાળા.

**નિકાસ**-રેશમી કાપડ, કીનખાબ, ઝીકચળકનું ભરતકામ, લાકડાં, સુખડ તથા હાથીદાંતનું કોતરકામ, ચાંદલા, હીંગળોક, રસકપુર, શાકભાજી તથા મિઠાઇ.

**આયાત**-બધી જાતનું અનાજ, શાકભાજી, સુતરાઉ, રેશમી, તથા ઊનનું કાપડ, રેશમ, લોઢાનો તથા કાચનો સામાન, દારૂખાનું, દવાઓ, ખાંડ, નાળિએર, રમકડાં; કાગળ; ગ્યાસતેલ; પત્થરા અને ઇમારતી લાકડાં વગેરે.

## અધિકારીઓની ઓળખાણ.

કલેકટર-જિલ્લાનો મુખ્ય અમલદાર.
હજુર ડેપ્યુટી કલેકટર-જિલ્લાની તિજોરીનો ઉપરી.
પોલીસ સુપરિન્ટેન્ડન્ટ-જિલ્લાની પોલીસનો મુખ્ય અમલદાર.
પોલીસ ઇન્સ્પેકટર-ફોજદારના ઉપરી.
પોલીસ સબ ઈન્સ્પેકટર-તાલુકાની પોલીસના મુખ્ય ઉપરી (ફોજદાર)
જમાદાર-બે ત્રણ હવાલદારનો ઉપરી.
હવાલદાર-બે ત્રણ ગેટનો ઉપરી.
નાયક-ગેટનો ઉપરી.
ડિસ્ટ્રિકટ જડજ અથવા સેશન્સ જડજ-જિલ્લાના ઇન્સાફ કરનાર મુખ્ય અમલદાર.
સીટી માજિસ્ટ્રેટ-શહેરના ફોજદારી નાના ગુના ચુકવનાર અધિકારી.
એકિઝકયુટિવ એંજીનીયર-બાંધકામ ખાતાનો મુખ્ય અમલદાર.
સિવિલ સર્જન-જિલ્લાના દવાખાનાના મુખ્ય ઉપરી.
પોસ્ટ માસ્તર-પોસ્ટ ઓફિસના ઉપરી.
તાર માસ્તર-તાર ઓફિસના ઉપરી.
સ્ટેશન માસ્તર-સ્ટેશનના મુખ્ય ઉપરી.
આબકારી કલેકટર-સરકારની રજા વગર કેફી વસ્તુ બનાવનાર તથા વેચનાર ઉપર દેખરેખ રાખનાર મુખ્ય અમલદાર
ડેપ્યુટી એજયુકેશનલ ઈન્સ્પેકટર-જિલ્લાના કેળવણી ખાતાના મુખ્ય અધિકારી.
મામલતદાર-તાલુકાના ઉપરી અમલદાર.
પટેલ તલાટી-ગામના મુખ્ય અધિકારી.
પ્રેસીડંટ-મ્યુનિસિપાલિટિના રૈયત તરફના બીનપગારદાર મુખ્ય અધિકારી.

ચીફ ઓફિસર-મ્યુનિસિપાલિટિના સરકારે નીમેલા મુખ્ય અમલદાર.

**શહેર સુધરાઈ અથવા મ્યુનિસિપલ ખાતું**—રસ્તા બંધાવવાનું તથા સમરાવવાનું, સડક પર પાણી છાંટવાનું, રાતે દીવા કરવાનું, પાણી વહી જવાની ગટર બાંધવાનું તથા સમારવાનું; સ્વચ્છ પાણી પુરૂં પાડવાનું, શરૂઆતની કેળવણી આપવાનું, આગ તથા રેલથી શહેરનું રક્ષણ કરવાનું, બગડેલાં શાકભાજી તથા અનાજ વેચાતાં અટકાવવાનું, અને ઘરવેરો, બાજરૂવેરો, નળવેરો, ગાડીવેરો વગેરે ઉઘરાવવાનું, તથા બીજે ગામથી આવતા માલ પર જકાત લેવાનું કામ કરે છે. એના મુખ્ય ઉપરી પ્રેસીડંટ તથા ચીફ ઓફિસર સાહેબ છે.

**લોકલ બોર્ડ ખાતું**—ગામના માણસોએ પસંદ કરેલા સભાસદોની સભાને લોકલબોર્ડ, અને એ ખાતાને લોકલબોર્ડ ખાતું કહે છે. ગામની નિશાળો ચલાવવાનું અને રસ્તાઓ, કુવા, તળાવો વગેરે બંધાવવાનું તથા સમરાવવાનું કામ કરે છે. એના મુખ્ય ઉપરી લોકલબોર્ડ પ્રેસીડંટ સાહેબ છે.

**ઇતિહાસ**—સુરતને સામે પાર રાંદેર છે, તે પહેલાં મોટું શહેર હતું. રાંદેરના સોદાગરોના મોટાં વહાણો આ પાર લંગારાતાં એ કાંઠાની જગામાં માછી, ખારવા ને બીજા એવાજ લોક રહેતા, તેથી તે જગા માછીવાડને નામે ઓળખાતી. એમાં એક ગઢી એટલે બુરજ ઘાટની નાની ઈમારત બાંધી હતી. ત્યાં (રાંદેર) સરકાર ચાંચીઆઓને* પકડી કેદ રાખતી. કોઇ નાગર જમીનદારની વિધવા પોતાના નાદાન પુત્ર ગોપીને લઇ કોઇ કારણથી અહીં આવી રહેલી. એ વખતે રાંદેરના એક નવાયતા (નવા આવેલા) એ પોતાની રાખ સુરજને કાઢી મૂકી. તે કંટાળી મક્કે જાત્રા

*દરીઆમાં વહાણો લૂટી લેનાર.

જવાં તૈયાર થઇ. મકીકે જતી વેળા ગોપીની માને લાખો રૂપીઆના દાગીના સોંપતી ગઈ. જાત્રા જઈઆવી ટુંક મુદતમાં મરી ગઇ, એટલે તેના પૈસાથી ગોપી ધનવાન થઈ ગયો. તેણે મોટી મોટી હવેલી ને વાડી કરાવી ને વેપાર લંબાવ્યો. જુદી જુદી જગાના વેપારીઓ વેપાર કરવા અહીં આવી રહેવા લાગ્યા ને વસ્તી વધતી ચાલી. રાંદેર તૂટયું ને સુરત શહેર મોટું થતું ચાલ્યું. **સને ૧૭૯૬માં શહેરની વસ્તી ૮ લાખની કહેવાતી.** મોગલ પાદશાહીમાં સુરત જેવું કોઇ બંદર નહોતું. સઘળા યુરોપીઅનો હિંદુસ્તાનનો માલ સુરતમાંથીજ ખરીદતા. એ વખતે લોકને રોજગાર ને સુખ સારાં હતાં. શહેરની શોભામાં કાંઇજ મણા નહોતી. દુનિયાના ઘણા ભાગના માણસો પહેરવેશ ને જુદી જુદી રીતભાતથી શહેર શણગારી રહ્યા હતાં. બંદર ને બજારમાં તરેહ તરેહવાર માલ–સામાન તકતકતા હતા. હિંદના જુદા જુદા ભાગોમાંથી વણજારો આવતી. **સુરતના બજારમાં ૨૦ લાખની રોજ ઉથલપાથલ થતી,** પણ બધા દિવસ સરખા જતા નથી; ચઢતી પડતી થયાજ કરે છે. **સન ૧૬૬૪ અને ૧૬૬૯ની શિવાજીની લૂટ; ૧૮૩૭ અને ૧૮૮૯ની મોટી આગ; ૧૮૮૨ની મોટી રેલ; ૧૭૯૧ અને ૧૯૫૬ના દુકાળ તથા ૧૮૯૭ અને ૧૯૦૪ની મરકીએ અને ૧૯૧૮ના ઈન્ફ્લ્યુએન્ઝાએ સુરતને હાલહવાલ** કરી નાખ્યું. તાપી નદી પુરાતી ગઇ અને મુંબાઇ વેપારનું મથક થયું.

અંગ્રેજ સરકારના શાંતિકારક અમલથી તેમજ મક્કાઇ ભાગળનો પૂલ તથા વરિઆવી ભાગળનો કોટ વગેરે બાંધકામો થવાથી રેલથી, અને શહેરમાં મ્યુનિસિપાલિટિએ નળ નંખાવેલા હોવાથી આગથી ઝાઝું નુકસાન થવા પામતું નથી.

## મોટા (બહારના) કોટના બાર દરવાજાનાં નામ.

| દિશા | દરવાજાનું નામ | નામ પડવાનું કારણ |
|---|---|---|
| ઉત્તરે | (૧) ફાટકનો દરવાજો | તાપી નદીની રેલના પાણી કોટ ફાડી શહેરમાં આવતાં તેથી. |
| | (૨) વરીઆવી „ | વરીઆવ જવાની સડક છે તેથી. |
| | (૩) કતારગામનો „ | કતારગામ જવાની સડક છે તેથી. |
| પૂર્વે | (૪) લાલ દરવાજો | લાલદાસ સાધુનો મઠ હતો તેથી. |
| | (૫) દિલ્હી દરવાજો | દિલ્હીના પાદશાહનો હુકમ આ દરવાજેથી આવતો તેથી. |
| | (૬) સરાહનો | સરાહ એટલે ધર્મશાળા હતી તેથી. |
| | (૭) સલાબતપરાનો અથવા સલાટ પરાનો દરવાજો | નવાબ સલાબતખાનના નામ પરથી. |
| દક્ષિણે | (૮) માનનો દરવાજો | નવાબી વખતમાં આ દરવાજા બહાર માન આપવામાં આવતું તેથી. |
| | (૯) નવસારી અથવા ઉધનાનો દરવાજો | નવસારી જવાની સડક છે તેથી. ઉધના જવાની સડક છે તેથી. |
| | (૧૦) જાફરઅલી અથવા હનુમાનનો દરવાજો | નવાબ જાફરઅલીખાન પરથી. રોકડીઆ હનુમાનનું દહેરું છે તે પરથી. |
| | (૧૧) મજુરાદરવાજો | મજુરા ગામે જવાય છે તેથી. |
| પશ્ચિમે | (૧૨) અઠવાનો અથવા લાઇન્સનો | અઠવા ગામે જવાય છે તેથી. લાઇન્સમાં જવાની સડક છે તેથી. |

## ઓગણીસ પરાંના નામ તથા તે નામ પડવાનાં કારણ.

| દિશા. | પરાનું નામ. | નામ પડવાનું કારણ. |
|---|---|---|
| પૂર્વે | (૧) બેગમપરૂં | ઔરંગઝેબની બેન રહેલી તે પરથી. |
| | (૨) સલાબતપરૂં | નવાબ સલાબતખાનના નામ પરથી. |
| | (૩) નવુંપરૂં | આગમાં બળી જવાથી નવું બંધાવેલું તે પરથી. |
| | (૪) ઇંદરપરૂં | ઇંદરજી દેશાઈના નામ પરથી. |
| અગ્નિમાં | (૫) રૂસ્તમપરૂં | રૂસ્તમજીના નામ પરથી. |
| દક્ષિણે | (૬) સગરામપરૂં | સગરામ દેશાઈના નામ પરથી. |
| | (૭) સામપરૂં | સામજી દેશાઈના નામ પરથી. |
| | (૮) રૂદરપરૂં | રૂદરજી દેશાઈના નામ પરથી. |
| | (૯) રહેમતપરૂં | રહેમતખાનના નામ પરથી. |
| નૈઋત્યે | (૧૦) ખંડેરાવપરૂં | ખંડેરાવના નામ પરથી. |
| | (૧૧) નાનપરૂં | વલંદાએ નાનું પરૂં વસાવેલું તેથી. |
| વાયવ્યે | (૧૨) ધાસ્તીપરૂં | સુરતના નવાબ ગ્યાસુદ્દીન પરથી. |
| ઉત્તરે | (૧૩) સૈયદપરૂં | સૈયદ એદ્રુસ સાહેબ પરથી. |
| ઇશાને | (૧૪) રામપરૂં | રામભાઈ અનાવલાના નામ પરથી. |
| | (૧૫) રૂઘનાથપરૂં | રૂઘનાથ અનાવલાના નામ પરથી. |
| | (૧૬) હરિપરૂં | હરિભાઈ અનાવલાના નામ પરથી. |
| | (૧૭) મહીધરપરૂં | મહીધર અનાવલાના નામ પરથી. |
| | (૧૮) હૈદરપરૂં | હૈદરકુલીખાનના નામ પરથી. |
| | (૧૯) મંચરપરૂં | મંચેરજીના નામ પરથી. |

## બાર ભાગળનાં નામ તથા નામ પાડવાનાં કારણ.

| દિશા. | ભાગળનું નામ. | નામ પાડવાનું કારણ. |
|---|---|---|
| ઉત્તરે | (૧) વરીઆવી ભાગળ | વરીઆવ ગામ જવાય છે તે પરથી. |
| પૂર્વે | (૨) સૈયદપુરી ,, | સૈયદપરામાં જવાય છે તે પરથી. |
| | (૩) બરહાનપુરી ,, | બરહાનપુર જવાતું તે પરથી. |
| દક્ષિણે | (૪) નવસારી ,, | નવસારી જવાય છે તે પરથી. |
| | (૫) મજુરા ,, | મજુરા ગામે જવાતું તે પરથી. |
| પશ્ચિમે | (૬) બાદશાહી ,, | મોગલ પાદશાહની સ્વારી એ ભાગેથી આવતી તે પરથી. |
| | (૭) મક્કાઇ ,, | એ ભાગળે થઇ મક્કે જતા તે પરથી. |
| | (૮) ડક્કાની ,, | વહાણમાં માલ ચઢાવવા ઉતારવા લાકડાનો ડક્કો બાંધેલો છે તે પરથી. |
| | (૯) રાજા ઓવારાની ભાગળ | રાજાઓ સ્નાન કરવા એ ભાગળે જતા તે પરથી. |
| | (૧૦) મીર બહેરની ભાગળ | મીર બહેરના નામ ઉપરથી. |
| | (બક્ષીનો ઓવારો) | બક્ષી સાહેબના નામ પરથી. |
| | (ગુજરી ઓવારો) | બજાર ભરાતો તે પરથી. |
| | (૧૧) મુલ્લા ખડકીની ભાગળ | મુલ્લાજીનું મકાન હતું તે પરથી. |
| | (૧૨) લક્કડ કોટની ભાગળ | લાકડાનો કોટ કરાવેલો તે પરથી. |

## શહેરના મુખ્ય ભાગો.

| | | |
|---|---|---|
| (૧) ચોકબજાર | કિલ્લાની પૂર્વમાં | ખુલ્લા મેદાનમાં બજાર ભરાતો તે પરથી. |
| (૨) મુલ્લાનો ચકલો | ચોકબજારની ઉત્તરે | ભટારનાં મુલ્લા પરથી |
| (૩) માછલીપીઠ | મુલ્લા ચકલાની દક્ષિણે | માછલીઓ વેચાતી તેથી |
| (૪) રાણીતળાવ | માછલીપીઠની પૂર્વમાં | ગોપીની બૈરી જે રાણી કહેવાતી તેણે તળાવ બંધાવેલું તે પરથી |
| (૫) કણુપીઠ | રાણીતળાવની નૈઋર્ત્યમાં | દાણા બજાર હતું તેથી. |
| (૬) કેળાંપીઠ | કણુપીઠની દક્ષિણે | કેળાં વગેરે ફળો વેચાતાં તે પરથી |
| (૭) રહીયા સોનીનો ચકલો | કેળાંપીઠની અગ્નિમાં | રહીઆ સોનીના નામ પરથી |
| (૮) ભાગાતળાવ | કેળાંપીઠની નૈઋર્ત્યમાં | ભાંગેલું તળાવ હતું તે પરથી |
| (૯) ગોપીપરૂં | કેળાંપીઠની દક્ષિણે | ગોપીએ વસાવેલું તેથી |
| (૧૦) વાડીફળીઉં | ગોપીપરાની પૂર્વમાં | વાડીઓ હતી તે પરથી |
| (૧૧) ખપાટીઆ ચકલો | વાડીફળીઆની પશ્ચિમમાં | મજુરોની પીઠ હતી તે પરથી |
| (૧૨) સંધાડીઆવાડ | ગોપીપરાની દક્ષિણે | સંધાડીઆ (ખરાદીઓ)ની વસ્તી હતી તે પરથી |
| (૧૩) બડેખાંનો ચકલો | ગોપીપરાની પશ્ચિમે | બડેખાંના નામ પરથી |
| (૧૪) આસુરબેગનો ચકલો | બડેખાંના ચકલાની પશ્ચિમે | આસુરબેગના નામ પરથી |

| બજારનું નામ. | ઠેકાણું. | શું શું વેચાય છે. |
|---|---|---|
| (૧) ઘાસની પીઠ | બેગમપરામાં | ઘાસ |
| (૨) દાણાપીઠ | બેગમપરામાં | અનાજ |
| (૩) ઝાંપા બજાર | સલાબતપરામાં | સઘળી જાતનો માલ |
| (૪) ભાતની પીઠ | નવાપરામાં | ભાત |
| (૫) સોનાચાંદીનો બજાર | નવાપરા, હરિપરા ને નાણાવટમાં | સોના ચાંદીના દાગીના |
| (૬) કાપડ બજાર | બરાનપુરી ભાગળ ને ચોકબજાર | કાપડ |
| (૭) કંસારા બજાર | બરાનપુરી ભાગળ | તાંબાપિત્તળનાં વાસણો |
| (૮)બરાનપુરી ભા.નો બજાર | બરાનપુરી ભાગળ | શાકભાજી વગેરે |
| (૯) લીમડાચોકનો ,, | બરાનપુરી ભાગળની પશ્ચિમે | કાપડ, મિઠાઇ, અનાજ. ચોપડી, કાચનો સામાન. |
| (૧૦) કણપીઠ બજાર | લીમડાચોકની પશ્ચિમે | લોઢાનો સામાન, દવા. |
| (૧૧) ચૌટાનો બજાર | કેળાંપીઠમાં | શાકભાજી,મિઠાઇ,અનાજ. |
| (૧૨) મોટા મંદિરનો ,, | કેળાંપીઠમાં | કાપડ |
| (૧૩) ભાગાતળાવનો ,, | કેળાંપીઠની પશ્ચિમમાં | દવા, કાપડ, પરચુરણ માલ |
| (૧૪) ચોક બજાર | ભાગાતળાવની પશ્ચિમે | કાપડ, ફરનીચર |
| (૧૫) નાનપરાનો બજાર | નાનપરામાં | સઘળી જાતનો માલ |
| (૧૬) નવસારી બજાર | નવસારી ભાગળે | સઘળી જાતનો માલ |
| (૧૭) ઝવેરી બજાર | ગોપીપરામાં | હીરા, મોતી, માણેક વગેરે |
| (૧૮) વરીઆવી બજાર | વરીઆવી ભાગળે | અનાજ, શાકભાજી વગેરે |
| (૧૯) લાલદરવાજાનો ,, | લાલદરવાજા આગળ | અનાજ, શાકભાજી વગેરે |
| (૨૦) ગલેમંડીનો ,, | સ્ટેશનની પશ્ચિમમાં | સઘળી જાતનો માલ |
| (૨૧) સ્ટેશનનો ,, | સ્ટેશનની સામે | હોટલો, વીશી |

## —: હિંદુઓનાં દહેરાંનાં નામ :—

કેળાંપીઠમાં—મોટું મંદિર. નાણાવટમાં—વિઠ્ઠલનાથજીનું મંદિર.
ખપાટીઆ ચકલામાં—ગિરધરલાલજી અને લક્ષ્મીનારાયણનું મંદિર.
બાલાજીના ચકલામાં—બાલાજીનું, કાળકા માતાનું, કાશી વિશ્વનાથ મહાદેવનું, શ્રી વિઠ્ઠલનાથજીનું, શ્રીનાથજીનું, શ્રીરણછોડજીનું, શ્રી રામચંદ્રજીનું અને રાધાવલ્લભનું મંદિર.
અંબાજીના ચકલામાં—અંબાજીનું અને કાળકા માતાનું દહેરું.
ગોપીપરામાં—ભટજીનું, ગુસાંઇજીનું, હાટકેશ્વર મહાદેવનું, લલ્લુજી મહારાજનું, ગોવિંદજી મહારાજનું, અને ગોરા રામજીનું મંદિર.
સલાબતપરામાં—સત્યનારાયણનું મંદિર.
સંધાડીઆવાડમાં—નિર્મળદાસ મહારાજનું ને મોળેશ્વર મહાદેવનું.
સગરામપરામાં—કબીરજીનું ને રોકડીઆ હનુમાનનું.
સુદ્ધાં ખડકી—પાતાળી હનુમાનનું. [રામપરામાં-સ્વામી નારાયણનું.

## જૈનોનાં દહેરાં.

શાહપોરમાં—ચિંતામણીનું.
ગોપીપરામાં—મહાવીરસ્વામીનું, આદિશ્વર ભગવાનનું.

## —: પારસીની અગિઆરીઓ. :—

સૈયદપુરી ભાગળમાં—શહેનશાહી આતશબહેરામ તથા અગિઆરી.
શાહપોરમાં—કદમી આતશબહેરામ.
માછલીપીઠ, રૂસ્તમપરા તથા નાનપરામાં—અગિઆરી.

## —: મુસલમાનોની મસીદો. :—

બડેખાંના ચકલામાં—ખાજે દિવાન સાહેબનો મિનારો તથા મસીદ.
નવસારી બજારમાં—નવશહીદની દરધા.
વરીઆવી ભાગળે—સૈયદ એદ્રુસ સાહેબનો મિનારો તથા મસીદ.
સુદ્ધાં ચકલામાં—મીરજાં સ્વામીની મસીદ.

### અંગ્રેજનાં દેવળ.

રાજાઓવારા આગળ—અંગ્રેજોનું દેવળ.
મુગલીસરામાં—મિશન દેવળ.

## શહેરમાં જોવા લાયક પ્રખ્યાત સ્થળો.

### (જે ભાગમાં નિશાળ હોય તે નિશાળ માટે.)

રેલવે સ્ટેશન તથા તેની સામેનાં મકાનો, હોપબાગ, હાતમ (ગુલામબાબા) મીલ, જીનો, ધર્મશાળાઓ, ગુડસ યાર્ડ.

બેગમપરું—લક્ષ્મીકાંત થિએટર, કૃષ્ણમીલ, સૂર્યપ્રકાશ થિએટર, બરફનું કારખાનું, પ્રિન્સેસ થિએટર, વિજળીનું કારખાનું, નવાબી મહેલો, જાફરઅલી મીલ (સુરત સ્પીનીંગ એન્ડ વિવિંગ કંપની) વહોરવાડનાં મકાનો.

સલાબતપરું—પોલીસ લાઇન્સ, ઈદગા, કતલખાનું.

નવુંપરું—સરકારી તાર ઓફિસ, પોલીસ લાઇન્સ, અલાયાની વાડી, પારેખ દવાખાનું, મોટી ઘડિઆળ, ઝાંપાબજાર, મારકીટ, મુલ્લાંજીની દેવડી અને મસીદ, મરકતી હાસ્પિતાલ, બરાનપુરી ભાગળનો બજાર.

રૂસ્તમપરું—રૂસ્તમબાગ, અગિઆરી, ગોપીતળાવ, નવશાહીદની દરગા, કબીરજીનું મંદિર.

સગરામપરું—નવસારી બજાર, મારકીટ, રોકડીઆ હનુમાન, ખેતરપાલ.

રહેમતપરું—જુનું દારૂનું ફડ.

નાનપરું—મારકીટ, મક્કાઈ ભાગળનો પૂલ, નાનપરાનો બજાર, વલંદા બંદર, ઇજનેર ઓફિસ, હેડ પોસ્ટ ઓફિસ, પ્રિન્સેસ બાગ, નાવડી બંદર, કોર્ટનાં મકાનો, જેલ, સાર્વજનિક હાઇસ્કૂલ, પાટીદાર ને અનાવિલ બોર્ડિંગ.

આ પરા બહાર અઠવા દરવાજા આગળ વનિતા વિશ્રામ, સાર્વજનિક કોલેજ, અઠવા ફાર્મ, બંગલાઓ તથા આવાનું દહેરું [જોવા લાયક છે.

સૈયદપરું—મારકીટ.

રામપરું—અરદેશર કોટવાલાનો બંગલો અને વાડી, અનાથ બાળાશ્રમ, અશક્તાશ્રમ. પોલીસ લાઈન્સ, વસંદાનું કબ્રસ્તાન, સ્વામીનારાયણનું મંદિર.

હરિપરું—ઘીનો કાંટો, ભવાનીનો વડ, ફાયર એંજીન, કાજી ફ્રી લાયબ્રેરી, ચોકસીઓની દુકાનો.

હૈદરપરું—ગલેમંડીનો બજાર.

કણપીઠ—લીમડાચોક બજાર, યુનિયન હાઇસ્કૂલ, રેલવે ટિકિટ તથા પારસલ ઓફિસ, ડેપ્યુટી એજ્યુ૰ઇ૰નીઓફીસ, વડોદરા બેંક.

રહીઆ સોનીનો ચકલો—ગણપતરામ ફ્રી લાયબ્રેરી.

અંબાજીનો ચકલો—અંબાજીનું તથા કાળકા માતાનું દહેરું.

બાલાજીનો ચકલો—બાલાજીનું, વિઠ્ઠલનાથજીનું. શ્રીનાથજીનું શ્રીરણછોડજીનું અને સત્યનારાયણનું મંદિર; ગવર્નમેંટ મિડલ સ્કૂલ, કાશી વિશ્વનાથનું દહેરું, હિંદુ નિરાશ્રિત ફંડનું ફ્રી વાચનાલય, તથા ધર્માદા દવાખાનું, ગાંડીવ પ્રેસ.

વાડીફળીઉં—સંસ્કૃતપાઠશાળા. [નિર્મળદાસજીનું મંદિર.

સંઘાડીઆવાડ—મોળેશ્વર મહાદેવનું દહેરું, ગોરા રામજીનું મંદિર,

ગોપીપરું—ઝવેરીઓનાં મકાનો, મગનચંદ ફ્રી લાયબ્રેરી, રાયચંદ ધર્મશાળા, જૈન દહેરાં, લલ્લુજી મહારાજનું મંદિર. ગોવિંદજી મહારાજનું મંદિર, આચાર્યજીનું મંદિર, મહિલાવિદ્યાલય, સાર્વજનિક મિડલ સ્કૂલ.

કેળાંપીઠ—મોટું મંદિર ને તેની સંસ્કૃત પાઠશાળા, ચૌટાનો બજાર, કેળાંપીઠનો પૂલ, વિઠ્ઠલવાડી, મણિલાલ લાલભાઈ સુરતી દશાપોરવાડ ફ્રી લાયબ્રેરી.

ભાગાતળાવ-દયાકોર મોરારભાઈ વિજભુખણદાસ સ્ત્રી છોક-
રાંની ઇસ્પિતાલ ને સુવાવડ ખાનું.
સોનીફળીઉં—પારેખ હુન્નરશાળા, ફીરંગીનું કબ્રસ્તાન,
આર્યસમાજ હોલ. [પશુ દવાશાળા.
બડેખાંનો ચકલો-વલંદાની કોઠી, કાજીનો મિનારો તથા મસીદ,
આસુરબેગનો ચકલો-જુના દરબાર, જૈન હાઈસ્કૂલ.
ચોકબજાર-સોરાબજી જે. જે. હાઇસ્કૂલ, મોટી ઇસ્પિતાલ,
કસરતશાળા, વિકટોરિઆ બાગ, ડકકો. નેમચંદ મેલાપચંદનું
સુવાવડખાનું, ઇમ્પિરીઅલ બેંક, નગીનચંદ હોલ, એંડ્રુસ
લાયબ્રેરી, અંગ્રેજોનું દેવળ, હોપપુલ, ફુરજો.
સોદાગરવાડો-મસીદ તથા જુનાં મકાનો.
મુગલીસરા-ફ્રેંઝરનો દરીઆ મહેલ, મ્યુનિસિપાલિટિ, મોદી-
જીનો દરીઆ મહેલ, મિશન હાઉસ, મિશન
છાપખાનું, મિશન દેવળ, મિશન જનાના સ્કૂલ,
મિશનહાઇસ્કૂલ, મુલ્લાંખડકી, પાતાળી હનુમાનનું દહેરું;
અંગ્રેજની કોઠી, ફિરંગીની કોઠી એ હાલ ખંડિયેર છે.
મુલ્લાં ચકલો-ચુડગરનો મિનારો, મીરજાં સ્વામીની મસીદ, સૈયદ
એદ્રુસનો મિનારો, પ્રણામીનું મંદિર, હિંમતરામની ધર્મશાળા.
શાહપોર-અમિનીઅન દેવળ એ હાલ ખંડિએર છે, ચિંતામણીનું દહેરું.
લક્ષ્મીનારાયણનું મંદિર, પારસી ઓર્ફનેજ, પારસી છોકરા
છોકરીઓની ગુજરાતી તથા અંગ્રેજી સ્કૂલ, પારસી ઇસ્પિ-
તાલ સુવાવડખાનું, કદમી તથા શહેનશાહી આતશબહેરામ.
માછલીપીઠ-પારસી છોકરીઓની અંગ્રેજી સ્કૂલ, ડાક્તર બહે-
રામજીનું ધર્માદા દવાખાનું.

| મેળાનું નામ. ક્યાં. | કયે દિવસે. |
|---|---|
| અક્ષય નોમ—અશ્વિનીકુમાર | કારતક સૂદ ૯ |
| કારતકી પુનેમ—અશ્વિનીકુમાર | કારતક સૂદ ૧૫ |
| વિઠ્ઠલનાથજીનો-નાણાવટમાં | માગસર સૂદ ૧૫ રાતે |

ધુળીઆ મહાદેવનો-નવસારી દરવાજેની ઉધના સુધી. માગસરના દર
કનકવાનો-સ્ટેશનની પૂર્વમાં પોશ વદ અમાસ. [સોમવારે.
ધીસનો નવાપરા, હરિપરા, લીમડાચોક, સગરામપુરા નાનપરામાં ફાગણ
ચૈત્રી પુનેમનો-અશ્વિનીકુમાર ચૈત્ર સૂદ ૧૫. [વદ ૧-૨ રાત્રે.
દિવાસાનો-નાવડી બંદરને ઓવારે અખાડ વદ અમાસ.
પવિત્રા બારસનો-મોટા મંદિર આગળ શ્રાવણ વદ ૧.
બળેવનો-તાપી પર ડક્કા ઓવારે શ્રાવણ વદ ૧.
ગોકળ આઠમનો-કેળાંપીઠથી ઝાંપા સુધી શ્રાવણ વદ ૮-૯-૧૦
છડીનોમ-ગલેમંડી આગળ શ્રાવણ વદ ૯-૧૦. [દર સોમવારે
કંતારેશ્વર મહાદેવનો-વરીઆવી ભાગળથી કતારગામ સુધી શ્રાવણના
હનુમાનનો-સરાહના દરવાજેથી કુંભાલ શ્રાવણના દર શનિવારે.
ગણપતિ ચોથનો-ડક્કા તથા રાજા ઓવારે ભાદરવા સૂદ ૪.
હનુમાનનો-ભીમપોરમાં ભાદરવા સૂદ ૧૪ ને અખાડના દર શનિવારે
અંબાજીનો-અંબાજી આગળ પોષ સૂદ ૧૫, ચૈત્ર સૂદ ૧ થી સૂદ ૮
અને આસો સૂદ ૧ થી સૂદ ૮.
દશેરાનો-રૂસ્તમપરામાં આસો સૂદ ૧૦ [૧૫ની રાત્રે.
માણેકઠારી પુનેમનો-રામપરામાં સ્વામીનારાણના મંદિરમાં આસો સૂદ
ચંદની પડવાનો-સ્ટેશનથી વિકટોરિઆ બાગ સુધી આસો વદ ૧ની રાત્રે.
તાબુતનો-નવાબ સાહેબના મહેલથી કતારગામના દરવાજા સુધી
મહોરમ મહીનાની ૯મી તારીખની રાત્રે તથા ૧૦મીએ.

નિશાળો—શહેરમાં મ્યુનિસિપાલિટિની આશરે ૬૦ નિશાળો છે, એ સિવાય રાયચંદ દીપચંદની બે કન્યાશાળા, એક ફુલકોર કન્યાશાળા, ચાર મિશન કન્યાશાળા, બે પારસી કન્યાશાળા, એક મહિલા વિદ્યાલય ત્રણ મિશન ગુજરાતીશાળા, ત્રણ પારસી છોકરાની શાળા, બે સંસ્કૃત પાઠશાળા, એક જૈનશાળા, એક પારેખ હુન્નરશાળા, હોરવાડમાં પાંચ છ મદ્રેસા ને અઠવા દરવાજા બહાર વનિતા વિશ્રામ છે.

અંગ્રેજી નિશાળ-સાર્વજનિક કોલેજ, સાર્વજનિકહાઇસ્કૂલ, ગવર્નમેંટ હાઇસ્કૂલ, સાર્વજનિક મિડલસ્કૂલ, જૈનહાઇસ્કૂલ, ગવર્નમેંટ મિડલ સ્કૂલ, યુનિયન હાઇસ્કૂલ, મિશન હાઇસ્કૂલ, મિશન જનાના હાઇસ્કૂલ, સર જે. જે. પારસી છોકરાઓની અંગ્રેજી સ્કૂલ, પારસી છોકરીઓની અંગ્રેજી સ્કૂલ.

લાયબ્રેરીઓ-એન્ડ્રુસ લાયબ્રેરી, મગનચંદ ફ્રી લાયબ્રેરી, હિંદુ નિરાશ્રિત ફંડનું ફ્રી વાચનાલય, ગણપતરામ ફ્રી લાયબ્રેરી, કાજી ફ્રી લાયબ્રેરી મણિલાલ લાલભાઇ સુરતી દશાપોરવાડ ફ્રી લાયબ્રેરી, વુરાવા લાયબ્રેરી, મોહમેદન લાયબ્રેરીઓ અને નાનપરા તથા રૂસ્તમપરામાં પારસી લાયબ્રેરીઓ.

પોસ્ટ ઓફીસ-સૈયદપરા, મુગલીસરા, કેળાંપીઠ, નાનપરા, રૂસ્તમપરા, ગોપીપરા, નવાપરા, અને સલાબતપરા, પોલીસગેટો ૧૯ છે, ને બંબાગેટો ૧૪ છે. ઘણીખરી બંબાગેટો પોલીસ ગેટોની પાસેજ છે.

દવાખાનાં—પારેખ દવાખાનું (નાની હોસ્પિટલ), મસ્કતી હોસ્પિતાલ, હિંદુ નિરાશ્રિત ફંડનું ધર્માદા દવાખાનું તથા સૂતિકાગૃહ, દાક્તર બહેરામજીનું ધર્માદા દવાખાનું, સ્ત્રી છોકરાની હોસ્પિતાલ તથા સુવાવડખાનું, પારસી હોસ્પિતાલ તથા સુવાવડખાનું, મોટી હોસ્પિતાલ, નેમચંદનું સુવાવડખાનું, અશક્તાશ્રમનું ધર્માદા દવાખાનું તથા સુવાવડખાનું.

નાટકશાળા—લક્ષ્મીકાંત થિએટર, સૂર્યપ્રકાશ થિએટર, પ્રિન્સેસ થિએટર.

છાપખાનાં-દેશીમિત્ર પ્રેસ, જૈન વિજયાનંદ પ્રેસ, ગુજરાતદર્પણ પ્રેસ, મિશન પ્રેસ, અખબાર પ્રેસ, ઇંડિયા પ્રેસ, સુંદર પ્રેસ, સીટી પ્રેસ, શંકર પ્રેસ, મોઢેશ્વર પ્રેસ, અંબિકા વિજય પ્રેસ, અનાવિલ બંધુ પ્રેસ, નેશનલ પ્રેસ, ગાંડિવ મુદ્રણાલય, ભારત પ્રેસ, ગુજરાત પ્રેસ, જૈન વિજય પ્રેસ, નવયુગ મુદ્રણાલય, પ્રતાપ પ્રેસ.

## મુસાફરી માટે શહેરમાંનાં જોવા લાયક મુખ્ય સ્થળો

**સ્ટેશનરોડથી મોટી ઘડિઆળનો રસ્તો**—રેલ્વે સ્ટેશન, હોપ બાગ, ધર્મશાળાઓ, ગુલામબાબા મીલ (હાતમ મીલ). રૂની ગાંસડી બાંધવાના પ્રેસો, હિંદુ ધર્મશાળા, પારેખ ધર્મશાળા, ગુડસ યાર્ડ, જકાતનું નાકું, લક્ષ્મીકાંત થીએટર તથા સીનેમા, ચોખાની મીલો, સૂર્યપ્રકાશ થીએટર, બરફનું કારખાનું, પ્રિન્સેસ થીએટર, વીજળીનું કારખાનું, સરકારી તાર ઓફીસ, ક્વીન થીએટર, અલાયાની વાડી, તથા ચોખાની મીલ, પારેખ દવાખાનું, મોટી ઘડિઆળ (ટાવર)

**મોટી ઘડિઆળથી ઝાંપાબજાર થઈ બેગમપુરા રોડ**—ઝાંપા બજાર, મારકેટ, મુલ્લાંજીની દેવડી ને મસીદ, મસ્કતી ઇસ્પિતાલ, જાફરઅલી મીલ (સુરત સ્પીનીંગ એન્ડ વિવિંગ કંપની) નવાબી મહેલો.

**નવાબની વાડીથી સલાબતપરાનો રસ્તો**—કતલખાનું.

**સલાબતપરાથી ઝાંપાબજાર થઈ બરહાનપુરી ભાગળનો રસ્તો**—મોટી ઘડિઆળ ઝાંપાનો બજાર, ફાયર એંજીન, બરહાનપુરી ભાગળનો બજાર, લીમડાચોકનો બજાર, કણપીઠ બજાર, યુનીઅન હાઇસ્કૂલ, રેલવેની ટિકિટ તથા પારસલ ઓફિસ, લાલગેટ, ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેકટરની ઓફિસ, ઇંડીઆ બેંક, વડોદરા બેંક, સેન્ટ્રલબેંક, કળામય પ્રીન્ટીંગ પ્રેસ, કોઓપરેટીવ બેંક, શંકર પ્રેસ, સીટી પ્રેસ, પોષ્ટ ઓફીસ.

**ભાગાતળાવ રોડ**—સ્ત્રી છોકરાની ઇસ્પિતાલ તથા સુવાવડખાનું.

**ચોકબજારનો રસ્તો**—સરકારી હાઇસ્કૂલ, નગીનચંદ હોલ તથા એંડ્રુસ લાયબ્રેરી, અંગ્રેજોનું દેવળ, બુરજો, ગુજરી ઓવારો.

**ચોકબજારથી નાનપરા રોડ**—રાજા ઓવારો, હોપપૂલ, કિલ્લો, મુંબઇ બેંક (ઇમ્પીરીઅલ બેંક), નેમચંદનું સુવાવડખાનું, ડક્કા ઓવારો, રાણીનો બાગ, મોટી ઇસ્પિતાલ, મારકીટ.

**નાનપરા રોડ**—મક્કાઇ પૂલ, ઇજનેર ઓફિસ, અંગ્રેજોનું મુસાફરખાનું, મોટી પોસ્ટ ઓફિસ, પ્રિન્સેસ બાગ, નાવડી બંદર,

કોર્ટોનાં મકાનો, જેલ, પાટીદાર બોર્ડિંગ, અનાવિલ બોર્ડિંગ, સાર્વજનિક હાઇસ્કૂલ તથા હોસ્ટેલ.

**અઠવા રોડથી નાનપરાના બજારમાં થઇ સોનીફળીઆ રોડ**—નાનપરાનો બજાર, કસરતશાળા, પારેખ હુન્નરશાળા. આર્ય સમાજ હોલ, ફિરંગીનું કબ્રસ્તાન.

**સોનીફળીઆ થઈ ખપાટીઆ ચકલો**—ચંદાવાડી, જૈન ધર્મશાળા, જૈન દિગંબર દહેરું.

**ખપાટીઆ ચકલા થઈ ગોપીપરા રોડ**—રાયચંદ જૈન ધર્મશાળા, મગનલાલ પ્રતાપચંદ લાયબ્રેરી, પાંજરાપોળ, શ્રાવકોનાં મકાનો મહિલા વિદ્યાલય, જૈન હાઇસ્કૂલ, સાર્વજનિક મિડલ સ્કૂલ.

**મક્કાઇ પૂલથી બડેખાંનો ચકલો**—પશુ દવાશાળા, કાજીનો મિનારો ને મસીદ.

**બડેખાંના ચકલાથી ગોપીપરા હોરવાડને રસ્તે થઈ નવસારી બજાર**—નવસારી બજાર, ગોપીતળાવ, નવશહીદની દરઘા, કબીરજીનું મંદિર, જુનું દારૂનું ફડ, રોકડીઆ હનુમાન, ખેતરપાલ.

**સગરામપરાથી નવસારી ભાગળને રસ્તે થઈ સંઘાડીઆવાડ**—નિર્મળદાસનું મંદિર, મોળેશ્વર મહાદેવનું દહેરું, રામજીનું મંદિર, ગોવિંદજી મહારજનું મંદિર, લલ્લુજી મહારાજનું મંદિર, ગુસાંઇજીની બેઠક

**ગોપીપરા થઈ અંબાજીરોડ**—હિંદુ વાચનાલય, હિંદુ ધર્માદા દવાખાનું તથા સૂતિકાગૃહ, કાશી વિશ્વનાથ મહાદેવનું દહેરું, ગવર્નમેન્ટ(સરકારી) મિડલસ્કૂલ, રામજીનું મંદિર, વિઠ્ઠલનાથજીનું મંદિર, બાલાજીનું મંદિર.

**બાલાજીરોડ થઇ ચૌટાબજાર**—ગાંડિવ પ્રેસ, મોટું મંદિર, ચૌટાબજાર, મણિલાલ મોદી સુરતી દશા પોરવાડ ફ્રી લાયબ્રેરી.

**નાણાવટ થઇ મુગલીસરા**—વિઠ્ઠલવાડી, ચોકસીઓની દુકાનો, સોના ચાંદી તોલવાનો ધરમનો કાંટો.

**મુગલીસરાથી મુલ્લાનો ચકલો**—કેઝરનો દરીઆ મહેલ, મ્યુનીસિપાલિટિ, મોદીજીનો દરીઆ મહેલ, મિશન હાઉસ, મિશન છાપખાનું, મિશન દેવળ, મિશન જનાના સ્કૂલ, મિશન હાઇસ્કૂલ અંગ્રેજોની કોઠી, પાતાળી હનુમાનનું દહેરું, ફ્રેંચની કોઠી એ મિશન હાઇસ્કૂલની પૂર્વે હાલ એ ખંડિએર છે, પારસી ધર્મશાળા, સોદાગરવાડાનાં મકાનો, ચુડગરનો મિનારો તથા મસીદ.

**સોદાગરવાડાથી મુલ્લાનો ચકલો**—ચિંતામણીનું દહેરું, આર્મિનિયન દેવળ એ ચિંતામણીના દહેરાની દક્ષિણે હાલ ખંડિએર છે.

**મુલ્લા ચકલાથી કતારગામ રોડ**—મીરજાંસ્વામીની મસીદ તથા કબર, એદ્રુસનો મિનારો તથા મસીદ, વરીઆવી ભાગળનો બજાર, હિંમતરામ મયારામની ધર્મશાળા, વલંદાનું કબ્રસ્તાન.

**વરીઆવી ભાગળ થઈ રામપરા રોડ**—અરદેશર કોટવાલનો બંગલો તથા વાડી, અનાથ બાલાશ્રમ, અશક્તાશ્રમ, ધર્માદા દવાખાનું તથા સુવાવડખાનું, પોલિસ લાઇન.

**રામપરા થઈ હરિપરા**—સ્વામી નારાયણનું મંદિર, ભવાનીનો વડ, સોના ચાંદીનો બજાર.

**હરિપરા થઈ સૈયદપરા**—શહેનશાહી આતશ બહેરામ, મારકીટ, આગાનો વડ.

**આગાના વડથી શાહપોર**—કદમી આતશ બહેરામ, પારસી ઓર્ફનેજ, સર જે. જે. પારસી છોકરાની ગુજરાતી તથા અંગ્રેજી સ્કૂલ, પારસી જનરલ હોસ્પિતાલ તથા સુવાવડખાનું.

**શાહપોર થઇ વાંકી બોરડી**—લક્ષ્મીનારાયણનું મંદિર, બહેરામજીનું ધર્માદા દવાખાનું.

**વાંકીબોરડી થઈ માછલીપીઠ**—પારસી છોકરીઓની અંગ્રેજી સ્કૂલ.

## શહેર બહારના જોવાલાયક સ્થળો.

ફ્રાટક દરવાજા બહાર—ભરી માતાનું દહેરૂં,
વરીઆવી દરવાજા બહાર—નાની બહુચરાજી, મોટી બહુચરાજી.
કતારગામ દરવાજા બહાર—અંગ્રેજોનું કબ્રસ્તાન, માળવી સેનીટેરીયમ, (કુંજગલી) બંબાવાડી.
સરાહ દરવાજા બહાર—બેલામીલ, પારસીનાં દોખમાં.
નવસારી દરવાજા બહાર દાણાવલ્લી આગળ—હનુમાનનું તથા રામચંદ્રજીનું મંદિર.
મજુરા દરવાજા બહાર—પાંજરાપોળ.
અઠવા દરવાજા બહાર—વનિતા વિશ્રામ, જૈનદેરાસર, સરકારીખેતર (અઠવા ફાર્મ) સાર્વજનિક આર્ટસ કોલેજ.
હોપપૂલની પશ્ચિમે—ગવર્નમેન્ટ (સરકારી) હોસ્ટેલ.

## સુરત શહેરનું પુનરાવર્તન.

સ. ૧) દિશાઓ કેટલી છે અને તે કઇ કઇ ?
સ. ૨) સામસામી દિશાઓ ગણાવો.
સ. ૪) નકશાની દિશાઓ શી રીતે ઓળખશો ?
સ. ૪) નકશામાં સુરતથી વેડ ઉપલી બાજુએ છે તો સુરતથી વેડ કઇ દિશામાં હશે ?
સ. ૫) ખુણાઓ કેટલા છે ને તે કયા કયા ? કઈ કઈ દિશાની વચ્ચે ખુણા ન હોય ?
સ. ૬) કોટ, દરવાજો, જંકશન, બંદર, ગામડું, ગામ, કસ્બો, શહેર, તાલુકો, મૂળ, મુખ, બેટ, તળાવ, ડકકો એટલે શું ?
સ. ૭) સુરત શહેરની ચારે દિશાએ શું શું આવેલું છે.
સ. ૮) સુરત શહેરના કેટલા ભાગ પાડી શકાય અને તે કયા કયા ?

સ. ૯) પુષ્કળ વરસાદ વરસે છે ત્યારે શહેરના કયા કયા ભાગમાં પાણી ભરાઈ જાય છે ?

સ. ૧૦) સુરતમાં વસ્તી કેટલા માણસની છે, અને તેમાં મુખ્ય કઈ કઈ જાતો છે ?

સ. ૧૧) સુરતના લોકો શું શું ધંધો કરે છે ?

સ. ૧૨) સુરતના લોકો કયા કયા હુન્નરો જાણે છે ?

સ. ૧૩) સુરતમાંથી કયો કયો માલ બહારગામ જાય છે ?

સ. ૧૪) બહારગામથી સુરતમાં કયો કયો માલ આવે છે ?

સ. ૧૫) મ્યુનિસિપાલિટિ શું શું કામ કરે છે ?

સ. ૧૬) મ્યુનિસિપાલિટિને આવક કઈ કઈ રીતે થાય છે ?

સ. ૧૭) લોકલબોર્ડ ખાતું શું શું કામ કરે છે ? એનો ખરચ શાથી નભે છે ?

સ. ૧૮) ગામના અધિકારીઓ કયા કયા ?

સ. ૧૯) તાલુકાના ઉપરી અમલદારને શું કહે છે ?

સ. ૨૦) મામલતદારના ઉપરી અધિકારીને શું કહે છે અને તેઓનો મુકામ કયાં હોય છે ?

સ. ૨૧) સુરત નામ શા ઉપરથી પડયું ?

સ. ૨૨) સુરતની પુરેપુરી જાહોજલાલી કયા સનમાં હતી ?

સ. ૨૩) સુરતની પડતી શા શા કારણથી થઇ ?

સ. ૨૪) આગ ને રેલથી શહેરને નુકસાન થતુ અટકાવવાને કોણે શું કર્યું ?

સ. ૨૫) સુરત શહેરને કેટલા દરવાજા હતા અને તે કયા કયા ?

સ. ૨૬) સુરતની ઉત્તરે કેટલા દરવાજા છે ને તે કયા કયા ? પૂર્વમાં કેટલા દરવાજા છે ને તે કયા કયા ? દક્ષિણમાં કેટલા દરવાજા છે ને તે કયા કયા ? પશ્ચિમમાં કયો દરવાજો છે અને તેનું બીજું નામ શું ?

સ. ૨૭) બારે દરવાજાનાં નામ પડવાનાં કારણ કહો.

સ. ૨૮) પૂર્વમાં કેટલાં પરાં છે ને તે કયા કયા ?

સ. ૨૯) દક્ષિણમાં કેટલાં પરાં છે ને તે કયા કયા ?

સ. ૩૦) સૈયદપરું કઇ દિશામાં આવ્યું ?

સ. ૩૧) વાયવ્યમાં કયું પરું છે ?

સ. ૩૨) ઇશાનમાં કેટલાં પરાં છે ને કયા કયા ?

સ. ૩૩) અગ્નિ ખુણામાં કયું પરું છે ?

સ. ૩૪) નૈઋત્યમાં કયા કયા પરાં છે ?

સ. ૩૫) સુરત શહેરમાં કેટલાં પરાં છે ને તે કયા કયા ?

સ. ૩૬) ઓગણીસ પરાંનાં નામ પડવાનાં કારણ કહો.

સ. ૩૭) ગોપીપરું પરું નથી, એમ તમે શા પરથી કહો છો.

સ. ૩૮) નાના કોટને દરવાજા હતા અને તેને શું કહેતા ?

સ. ૩૯) સુરતની બાર ભાગળના નામ અનુક્રમે ગણાવો અને એ નામ શા પરથી પડયાં તે કહો.

સ. ૪૦) સુરત શહેરની ઉત્તરમાં કઈ ભાગળ છે ? દક્ષિણમાં કઇ કઇ ભાગળો છે ? પૂર્વમાં કઇ કઈ ભાગળો છે ?

સ. ૪૧) સુરત શહેરની પશ્ચિમમાં કઇ કઇ ભાગળો છે ? પશ્ચિમમાં વધારે ભાગળ હોવાનું કારણ શું ?

સ. ૪૨) શહેરના (અંદરના કોટના) મુખ્ય ભાગ ગણાવો.

સ. ૪૩) આ ચોપડીના બનાવનાર શહેરમાં રહે છે કે પરામાં ?

સ. ૪૪) કિલ્લો શહેરના કયા ભાગમાં આવ્યો ? જ. ચોકબજારમાં.

સ. ૪૫) ચોકબજારની ઉત્તરે શું આવ્યું ? જ. મુલ્લાંનો ચકલો.

સ. ૪૬) મુલ્લાં ચકલાની દક્ષિણમાં કયો ભાગ આવ્યો ? જ. માછલીપીઠ.

સ. ૪૭) રાણીતળાવ માછલીપીઠથી કઇ દિશામાં છે ? જ. પૂર્વમાં.

સ. ૪૮) રાણીતળાવની દક્ષિણમાં શું આવ્યું ? જ. કણુપીઠ.
સ. ૪૯) કણુપીઠથી દક્ષિણમાં જઇએ તો શું આવે ? જ. કેળાંપીઠ.
સ. ૫૦) કણુપીઠથી અગ્નિ ખુણામાં શું આવ્યું ?જ. રહીઆસોનીનો ચકલો.
સ. ૫૧) ભાગાતળાવ કેળાંપીઠના કયા ખુણામાં છે ? જ. નૈઋર્ત્ય ખુણામાં.
સ. ૫૨) ગોપીપરૂં કેળાંપીઠની કઇ દિશામાં છે ? જ. દક્ષિણમાં.
સ. ૫૩) ગોપીપરાની ચારે દિશામાં શું શું આવ્યું ? જ. ઉત્તરમાં કેળાંપીઠ. પૂર્વમાં વાડીફળીઉં. દક્ષિણમાં સંધાડીઆવાડ. પશ્ચિમમાં બડેખાંનો ચકલો.
સ. ૫૪) સંધાડીઆવાડ ગોપીપરાની કઇ દિશામાં છે? જ. દક્ષિણમાં.
સ. ૫૫) બડેખાંનો ચકલો ગોપીપરાની કઇ દિશામાં ? જ. પશ્ચિમમાં.
સ. ૫૬) બડેખાંનાચકલાની પશ્ચિમમાં શું આવ્યું? જ. આસુરબેગનો ચકલો.
સ. ૫૭) તમારી નિશાળ જે ભાગમાં છે તે ભાગમાં જોવા લાયક જગાઓ કઇ કઈ છે ?
સ. ૫૮) તમારી નિશાળ જે ભાગમાં છે તેની ચારે દિશાએ શું શું આવ્યું છે ?
સ. ૫૯) શહેરમાં બજાર ક્યાં ક્યાં છે ને શું વેચાય છે ?
સ. ૬૦) તમારે કાપડ લેવું હોય તો કયા કયા બજારમાં તપાસ કરશો ?
સ. ૬૧) સોના ચાંદીના દાગીના લેવા માટે કયા બજારમાં જશો ?
સ. ૬૨) મોટું મંદિર ક્યાં આવ્યું ? ગાંડિવ પ્રેસ ક્યાં છે ?
સ. ૬૩) બાલાજીના ચકલામાં કયા કયા મંદિરો છે ?
સ. ૬૪) પાતાળી હનુમાનનું દહેરું ક્યાં છે ?
સ. ૬૫) ચિંતામણીનું દહેરું ક્યાં આવ્યું ને ત્યાં કયા લોક દર્શન કરવા જાય છે ?
સ. ૬૬) મિનારાવાળી મસીદો ક્યાં ક્યાં છે ?
સ. ૬૭) મુગલીસરા તથા શાહપોરમાં જોવા લાયક મકાનો ક્યાં ક્યાં છે ?

સ. ૬૮) ચોક બજારમાં કયાં કયાં જોવા લાયક મકાનો છે?

સ. ૬૯) દશેરાનો મેળો કયાં ને કયે દિવસે ભરાય છે?

સ. ૭૦) તાપી કાંઠે કયે દિવસે મેળો ભરાય છે?

સ. ૭૧) હિંદુ નિરાશ્રિત ફંડ દવાખાનું તથા વાચનાલય કયાં આવ્યું છે?

સ. ૭૨) સુરતમાં મોટામાં મોટો બજાર કયો છે?

સ. ૭૩) શહેર બહાર જોવા લાયક જગાઓ કઇ કઇ છે?

સ. ૭૪) સુરતથી અજાણુ માણુસ તમને સુરત શહેરની જોવા લાયક પ્રખ્યાત જગાઓ બતાવવા કહે, તો તમે તેને સુરત શહેર તથા ચોર્યાસી તાલુકાના ભૂગોળશિક્ષકનું કયું પાનું વાંચવા કહેશો કે જેથી તે ગાડી ભાડે કરી પોતે પોતાની મેળે જોઇ શકે?

સ. ૭૫) શહેરમાંના જાણુવા લાયક પ્રખ્યાત સ્થળો ગણાવો.

સ. ૭૬) શહેરમાં મોટામાં મોટો મેળો કયાં ભરાય છે ને તે કેટલા દિવસ?

સ. ૭૭) શહેરમાંથી કયા કયા ન્યુસપેપરો નીકળે છે?

## ચોર્યાસી તાલુકો.

સુરત શહેર ચોર્યાસી તાલુકામાં છે. એ તાલુકામાં ચોર્યાસી ગામ હતા, તેથી **ચોર્યાસી** તાલુકો કહેવાય છે.

**સીમા**—ઉત્તરે ઓરપાડ તાલુકો ને તાપી નદી. **પૂર્વે** ગાયકવાડનું રાજ્ય; **દક્ષિણે** ગાયકવાડનું રાજ્ય ને મિંઢોળા નદી; **પશ્ચિમે**—અરબી સમુદ્ર ને ઓરપાડ તાલુકો.

**વિસ્તાર**—સુરત શહેર કરતાં ચોર્યાસી તાલુકાની લંબાઇ સવાચાર ગણી એટલે ૧૭ માઇલ ને પહોળાઈ ચાર ગણી એટલે ૧૬ માઇલ છે.

**કુદરતી રચના**—આ તાલુકો સપાટ છે. માત્ર તલંગપુરથી ચાર ખાડીની દક્ષિણનો ભાગ ખાડા ટેકરાવાળો છે. તાપી અને મિંઢોળા

નદીની આજુબાજુની જમીન રસાળ ને ઝાડપાનથી ભરપુર છે. વચલો પૂર્વ ભાગ ઝાડપાન વિનાનો ઉજ્જડ છે. પશ્ચિમ તરફ જે ભાગ દરીઆ નજીક છે તે ઝાડપાન વિનાનો ને *રેતાળ છે. નદી કિનારાની જમીન ×ગોરાટ ને બાકીના ભાગની જમીન +બેસર છે. માત્ર પૂર્વ ને મધ્ય ભાગની જમીન કાળી છે. તાલુકાની જમીનનો ઢાળ પૂર્વ પશ્ચિમ છે. આ તાલુકામાં ડુંગરા નથી. વેડ ડભોલી ને સીંગણપોરની જમીન સારામાં સારી છે.

**નદીઓ**—૧. **તાપી** સાતપુડા પર્વતમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે, એને કાંઠે **વરાછા, ઉતરાણ, અમરોલી, ફુલપાડા, વરીઆવ, રાંદેર, સુરત, ઉંમરા, રૂંઢ ને ડુમસ.**

૨. **મિંઢોળા**—સોનગઢના ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. એને કાંઠે **સામરોદ, પારડીરકેઅ, કઝોલી, લાછપોર ને ઉંબેર.** આ બંને નદી પર આગગાડીના પૂલ છે. તાપી ૪૫૦ માઇલ ને મિંઢોળા ૪૦ માઇલ લાંબી છે.

**ખાડીઓ**—૧. **કાંકરા ખાડી**–એ ખાડીમાંથી મરડીઆ કાંકરા નીકળે છે, તેથી એવું નામ પડયું છે, એ મિંઢોળાને મળે છે.

૨. **ચારખાડી**—એ મિંઢોળાને મળે છે. કાંકરાખાડી કરતાં અડધી છે.

૩. **નાની ખાડી**—કાપદરા આગળ નાની ખાઇ ખોદી તેથી એ નામ પડયું છે. એને કાંકરાખાડી જોડે જોડી દીધી છે. કાંકરાખાડી તથા નાની ખાડી પર આગગાડીના પૂલ છે.

**આબોહવા**—પશ્ચિમ ભાગ દરીઆ કિનારે હોવાથી તાપ ઓછો, પણ પૂર્વ ભાગ દરીઆથી દૂર અને ઝાડપાન વગરનો હોવાથી તાપ વધારે. આખા તાલુકાના હવાપાણી સારાં છે. તાલુકામાં ગામે ગામ

---

*તદ્દન રેતીવાળી. ×ઘણી રેતી ને થોડી મટોડી હોય તેવી. +કાળી અને ગોરાટ.

મીઠા પાણીના કુવા હોવાથી પાણીની આપદા પડતી નથી. ચોર્યાસી તાલુકામાં સુરત જેટલો એટલે ૩૯ ઇંચ વરસાદ પડે છે.

**વસ્તી**—એક લાખ પાંસેઠ હજાર માણસની છે. મુખ્ય વસ્તી હિંદુની છે. એ સિવાય મુસલમાન, વહોરા, પારસી, શ્રાવક વગેરેની વસ્તી છે. દરેક ગામે કોળી, દુબળાની વસ્તી છે. વસ્તીનો ત્રીજો ભાગ કોળી દુબળાનો છે.

**ધંધો**—મુખ્ય ધંધો ખેતીનો છે; વેપારનો; કારીગરીનો; નોકરીનો; મજુરીનો.

**પેદાસ**—કપાસ, જુવાર, બાજરી, તમામ જાતનું કઠોળ, શાક-ભાજી, સુરણ, આદુ, મરચાં કેરી.

**નિકાશ**—જુવાર, કપાસ, ડાંગર, કઠોળ, શાકભાજી.

**આયાત**—કાપડ, ચા, ખાંડ, દવા, ગ્યાસતેલ, વિલાયતી સામાન.

**રસ્તાઓ**—(૧) રેલવેનો રસ્તો, (૨) નદીનો રસ્તો, (૩) પાકી સડક, (૪) કાચી સડક.

**રેલવે**—(૧) બી. બી. એન્ડ સી. આઇ. રેલવે. (૨) ટાપ્ટી વ્હેલી રેલવે.

**સ્ટેશનો**—ઉતરાણ, સુરત, ઉધના, સચીન.

**જંકશન**—ઉધના.

**કયે રસ્તે થઇને કઇ દિશામાં કયે કયે ગામ જવાય.**

૧. કતારગામ દરવાજેથી-ઉત્તરે-ગોતાલાવાડી-**કતારગામ.**

૨. વરીઆવી દરવાજેથી-ઉત્તરે-**સીંગણપોર, ડભોલી, વેડ.**

૩. હોપપૂલ ઉપર થઇને-વાયવ્યે-**રાંદેર, પહાલણપુર, ઝાંઝીરાબાદ, પીસાદ, ઝાંગીરપરા.**

૪. હોપપૂલ ઉપર થઇને—પશ્ચિમે-**અડાજણ, પાલ, ભાઠા.**

૫. અઠવા દરવાજેથી—નૈઋત્યે,—અઠવા, ઉમરા, પીપળોદ, ફેંઠ, મગદલ્લા, ગવીઅર, વાંટા, ડુમસ, ભીમપોર.

૬. મજુરા દરવાજેથી-દક્ષિણે—ખટોદરા, મજુરા, અલથાણ, ભટાર, ગોવાલક, ભમરોલી, દંતુરા, સરસાણા; ભીમરા; સોનતળાવ; ખજોદ.

૭. નવસારી દરવાજેથી—દક્ષિણે—ઉધના, ભેદવાડ, પાંડસરા, ભેસ્તાન; વડોદ; સોનારી; જીઆવ; બુડીઆ.

૮. સરાહ દરવાજેથી—પૂર્વે કુંભાર, પરવટ, કુંભારીઆ, વેડછા, સાબરગામ, પુણા, સણીઆમોદ.

૯. ઉધના સ્ટેશનથી-અગ્નિમાં—ડીંડોલી, ગોડાદરા; ડંકનવાડા; દહેલાડવા; કરાડવા; સણીઆકણદે; ખંભાસલા; ગાંગવા; મોહણી; ખરવાસા; અંથાસલી; ટીંબરવા.

૧૦. સચીનસ્ટેશનથી—પાલી, તલંગપોર, ઉંબેર, સચીન, પારડીકણદે. વાંઝ, ભાણોદ્રા, એકલેરા, લાછપોર; કઠ્લેટા; કછોલી; સામરોદ; પારડીરકેબ.

૧૧. ઉતરાણ સ્ટેશનથી—અમરોલી, ઉતરાણ, મોટાવરાછા, કોસાડ, ભરથાણા.

૧૨. વરાછાની સડકે થઇને—ફુલપાડા; અશ્વિનીકુમાર, કાપદરા, નાના વરાછા, સીમાડા.

## સુરત શહેરની આજુબાજુ આવેલાં મોટાં ગામો.

ઉત્તરમાં—કતારગામ, સીંગણપોર, ડભોલી, વેડ, વરીઆવ.

ઈશાનમાં—ફુલપાડા, અમરોલી, ઉતરાણ, વરાછા.

પૂર્વમાં—પુણા, સણીઆમોદ, કુંભારીઆ, વેડછા.

અગ્નિમાં—ડીંડોલી, દહેલાડવા, ખરવાસા, વાંઝ, કઠ્લેટા.

દક્ષિણમાં—મજુરા, ઉધના, ભેસ્તાન, ભાણોદ્રા, સચીન, તલંગપોર, જીઆવ, બુડીઆ, ખજોદ.

**નૈઋર્ત્યમાં**—અઠવા, ઉમરા, પીપલોદ, રૂંઢ, વેસુ, મગદલ્લા, આભવા, ગવીઅર, ડુમસ, ભીમપોર.

**પશ્ચિમમાં**—અડાજણ, પાલ, ભાઠા,

**વાયવ્યમાં**—રાંદેર, પહાલણપુર, ઝાંગીરાબાદ, પીસાદ, ઝાંગીરપુરા, (કુરૂક્ષેત્ર)

## મોટા ગામો

**સુરત**—તાપીને ડાબે કાંઠે શહેર ને બંદર છે, બરફી, પાપડી, જમણુ, વણાટકામ, ભરતકામ, હાથીદાંત ને સુખડનુ કોતરકામ વખણાય છે.

**કતારગામ**—એમાં કંતારેશ્વર મહાદેવનું દહેરું છે. પાપડી, તમાકુ ને કેરી વખણાય છે. અનાવલા બ્રહ્મણની વસ્તી વધારે છે.

**સીંગણપોર**—એમા તાપી નદીને કિનારે ભરીમાતાનું દહેરું છે. પારસીની વસ્તી વધારે છે. તાડી વખણાય છે.

**ડભોલી**—એમાં નાની બહુચરાજીનું દહેરું છે. તાડી વખણાય છે.

**વેડ**—એમાં મોટી બહેચરાજીનું દહેરું છે, જમરુખ અને તાડી વખણાય છે.

**ફુલપાડા**—તાપી નદીને ડાબે કાંઠે છે, અહીંઆ હિંદુઓનાં મુડદાં દાટવા બાળવાની જગા (સ્મશાન) છે.

**અમરોલી**—એ તાપી નદીને જમણે કાંઠે છે. બી. બી. એન્ડ સી. આઇ. રેલવે પહેલ વહેલી અહીંથી શરૂ થઇ હતી.

**કુંભારીઆ**—બાગાયતી ગામ છે. કેવડો, પીપર ને શેરડી વખણાય છે.

**રાંદેર**—તાપીને જમણે કાંઠે કસ્બો છે. રાંદેરી બોર વખણાય છે. વહોરાઓની વસ્તી વધારે છે. એમાં કપાસ પીલવાનું જીન, મ્યુનિસિપાલિટિ તથા પાણીના નળ છે.

**સણીઆ**—અહીં શીતળા માતાનું દહેરું છે.

**તલંગપોર**—મોટું ગામ છે. અનાવલા બ્રાહ્મણની વસ્તી વધારે છે.

**ઉધના**—સચીનના નવાબના તાબાનું ગામ છે. ધુળીઆ (ભીડભંજન) મહાદેવનું દહેરું છે. એ રેલવે સ્ટેશન છે.

**ઘોડાદરા**—અહીં આસપાળનું દહેરું છે, સાપ અથવા કુતરું કરડયું હોય તે એની બાધા રાખે છે. વધારે વસ્તી રજપુતની છે.

**સચીન**—નવાબ સાહેબની રાજધાનીનું શહેર છે. રેલવે સ્ટેશન છે. મહેલ જોવા લાયક છે.

**ડુમસ**—સચીનના નવાબ સાહેબનું ગામ સુરતથી ૭ માઇલપર તાપી નદીના મુખ આગળ છે. એ હવા ખાવાનું ઠેકાણું છે. ખારીઉ ભાત, કેરી અને જમરૂખ વખણાય છે.

**ભીમપોર**—સચીનના નવાબ સાહેબનું ગામ છે. દરીઆ કિનારે છે. એ હવા ખાવાનું ઠેકાણું છે. ભીમપોરીઆ હનુમાનનું દહેરું છે.

**અશ્વિનીકુમાર**—તાપી નદીને ડાબે કાંઠે નાનું ગામ છે. અહીંથી આગબોટમાં બેસી બહુધાન જવાય છે. માંડવીથી સાકટા તથા વાંસ નદી વાટે અહીં આવે છે. જાત્રાનું ઠેકાણું છે.

**કાપદારા**—તાપી નદીને કાંઠે ઉજ્જડ ગામ છે. અહીં કાપદેશ્વર મહાદેવનું દહેરું છે.

**ખજોદ**—અહીં પારસીની વસ્તી વધારે છે. ખજુરાનાં ઝાડ ઘણા છે. તાડી વખણાય છે.

**ઉમરા**—તાપી નદીને કાંઠે છે. એમાં રામનાથ ઘેલા નામે મહાદેવનું દહેરું છે. નીચ લોકો અહીં મુડદાં બાળે છે.

**અઠવા**—અહીં ખેતીના પાક સંબંધી જાતજાતના અજમાયશ કરી ખેડુતોને બતાવવાને સારૂ એક ખેતર છે. અહીંઆ સાર્વજનિક કૉલેજ અને બાવકનું દહેરું જોવા લાયક છે તથા પોલીસ લાઇન્સ છે.

**અડાજણ**—એ તાપી નદીને જમણે કાંઠે છે, પાપડી ને બોર વખણાય

છે. ગવર્નૂમેન્ટ બોર્ડિંગ છે.
ભાઠા—તાપી નદીને જમણે કાંઠે છે. બોર ને પાપડી બહુ થાય છે.
મોટાવરાછા—ઇનામી બાગાયતી ગામ છે. સુખડનાં ઝાડ ઘણાં થાય છે. આદુ, સુરણ ને રતાળુ પુષ્કળ થાય છે.
નાનાવરાછા—અહીં પાણીની ટાંકી છે.
ઉંબેર—ઇનામી ગામ છે. મરચાં બહુ થાય છે.
કુંભાલ—એમાં હનુમાનનું દહેરું છે.

## ઈનામી ગામો ૧૨ છે.

મોટા વરાછા—પાઠકજીના વારસ પાસે છે. વાંઝ ને ડીંડોલી-ગંગાધર શાસ્ત્રીના વારસ પાસે છે. ભેસ્તાન ને સોનારી સ્ટોરના વારસ પાસે છે. દહેલાડવા, ભાણોદ્રા ને ઉંબેર-અરદેશર કોટવાલના વારસ પાસે હતા. પુણા, વેસુ, આભવા, સણીઆમોદ-વડોદરાના નવાબ સાહેબના તાબામાં છે.

ગાયકવાડી ગામો—જીઆવ, કરાડવા, ગોજા, ગભેણી.

## સચીનના નવાબ સાહેબના ૧૬ ગામો.

સચીન, ઘોડાદરા, ઉધના, કુમસ, ભીમપોર, વકથાણા (રાવળા), ભાટીઆ, બોણંદ, કનસાડ, ડંકનવાડા, સરોલી, ગવીઅર, સરસાણા, લાછપોર, ઊન, તરાજ.

## બાગાયતી ગામો.

પુણા, કુંભારીઆ, સરોલી, વરાછા, કોસાડ, ભાઠા, કતારગામ.

કસ્બા-રાંદેર, કતારગામ, કોસાડ, મોટા વરાછા, સચીન.

## જાત્રાનાં ઠેકાણાં.

કતારગામ, અશ્વિનીકુમાર, ફુલપાડા, કુંભાર ઉધના, ઉમરા, ભીમપોર, સણીઆ, કાપદરા, ડભોલી, વેડ, ઘોડાદરા.

## હવા ખાવાનાં ઠેકાણાં-ડુમસ, ભીમપોર.

થોડી વસ્તીવાળાં ગામો—નવાગામ, કરંજ, કાપદરા, ડુંકી, ઉમરવાડા, આંજણાં, ખટોદરા, પનાસ, મજુરા, ગોવાલક, દંતોરા, ભેદવાડ, સોનતળાવ, લીંબાયત, ગાંગળા, અંથસલા.

પારસીની વધારે વસ્તીવાળાં ગામો—સુરત, અડાજણ, ભાઠા, અઠવા, ખજોદ, સીંગણપોર, ડભોલી વેડ.

વહોરાની વધારે વસ્તીવાળાં ગામો—રાંદેર, મોટા વરાછા, લાછપોર, કફલેટા, સામરોદ, કછોલી.

મીઠ બંદર—જીઆવ, બુડીઆ, ઉમેર, અહીં પહેલાં મીઠું પકવતા હતા.

તાડીનાં ગામો—વેસુ, ખજોદ, બુડીઆ, અમરોલી, ગોવાલક, અઠવા, સીંગણપોર, ડભોલી, વેડ.

## વખણાતી વસ્તુવાળાં ગામો.

રાંદેર, અડાજણ, ભાઠા—બોર.

કતારગામ, વેડ, ડુમસ—જમરુખ, કેરી.

વેડ, ડભોલી, સીંગણપોર—તાડી.

કુંભારીઆ—પીપર, શેરડી.

કતારગામ, પરવટ—માટીનાં વાસણ.

ભાટપુર, ભાઠા, કતારગામ, ડુમસ, વરાછા—શાકભાજી.

આભવા, ડુમસ, ભીમપોર—બારીક ભાત.
વરાછા—રતાળુ, સુરણ, આદુ ને કૂણસ.
કોસાડ—ઘી.
કતારગામ, ભાઠા—પાપડી.



## ચોર્યાસી તાલુકાનું પુનરાવર્તન.

સ. ૧) ચોર્યાસી તાલુકો નામ પડવાનું કારણ શું ?

સ. ૨) ચોર્યાસી તાલુકાની ચારે દિશાએ શું શું આવ્યું છે ?

સ. ૩) ચોર્યાસી તાલુકાની લંબાઇ પહોળાઈ કહો. સુરત શહેર કરતાં કેટલી ગણી છે તે પણ કહો.

સ. ૪) ચોર્યાસી તાલુકામાં ક્યાંની જમીન રસાળ છે ? કયા કયા ગામની જમીન સારામાં સારી છે ?

સ. ૫) ચોર્યાસી તાલુકામાં કઈ કઈ નદીઓ છે ? એ નદીઓ ક્યાંથી નીકળી કોને મળે છે અને તેના પર મોટાં ગામ કયા કયા છે ?

સ. ૬) કાંકરાખાડી સાથે કઇ ખાડીને જોડી દીધી છે ? એ બે ખાડી સિવાય બીજી કઇ ખાડી છે ને તેનું પાણી કઈ નદીને મળે છે ?

સ. ૭) ચોર્યાસી તાલુકાના કયા ભાગમાં તાપ ઓછો ને કયા ભાગમાં વધારે પડે છે તે કારણ સાથે કહો.

સ. ૮) સુરત શહેરની વસ્તી બાદ કરતાં ચોર્યાસી તાલુકામાં કેટલા માણસની વસ્તી છે, અને તેમાં મુખ્ય વસ્તી કયા કયા લોકની છે ?

સ. ૯) તાલુકાના લોકો કયા કયા ધંધા કરે છે ? મુખ્ય ધંધો કયો છે ?

સ. ૧૦) તાલુકાની મુખ્ય પેદાશ કહો.

સ. ૧૧) તાલુકામાંથી કયો કયો માલ બહાર ગામ જાય છે ? બહાર ગામથી કયો કયો માલ આવે છે ?

સ. ૧૨) તાલુકામા મુસાફરી કઈ કઇ રીતે થઇ શકે છે ?

સ. ૧૩) ચોર્યાસી તાલુકામાં કઇ કઇ રેલવે આવી છે?
સ. ૧૪) બી. બી. એન્ડ સી. આઇ રેલવેના સ્ટેશનો દક્ષિણથી અનુક્રમે ગણાવો.
સ. ૧૫) જંકશન એટલે શું? તાલુકામાં કયું જંકશન છે?
સ. ૧૬) કતારગામને દરવાજેથી ઉત્તરે જઇએ તો કયા કયા ગામ આવશે?
સ. ૧૭) સીંગણપોર, ડભોલી ને વેડ જવું હોય તો કયે દરવાજેથી કઇ દિશામાં જવું?
સ. ૧૮) હોપપૂલપર થઇ વાયવ્યે જઇએ તો કયા કયા ગામ આવે?
સ. ૧૯) હોપપૂલ પરથી પશ્ચિમે જતાં અનુક્રમે કયા કયા ગામ આવે?
સ. ૨૦) અઠવાના દરવાજેથી નૈર્ઋત્યમાં કયા કયા ગામે જવાશે?
સ. ૨૧) મજુરા દરવાજેથી દક્ષિણમાં જઇએ તો કયા કયા ગામ આવે?
સ. ૨૨) નવસારી દરવાજેથી એક માણસ દક્ષિણમાં ચાલ્યો જાય છે તો કયા કયા ગામ આવશે?
સ. ૨૩) સરાહના દરવાજેથી પૂર્વે કયા કયા ગામ આવ્યાં?
સ. ૨૪) ઉધના સ્ટેશનથી કયા કયા ગામે જવાય?
સ. ૨૫) સચીન સ્ટેશનથી કયાં કયાં જઈ શકાય?
સ. ૨૬) ઉતરાણ સ્ટેશનથી કયા કયા ગામે જઈ શકાય?
સ. ૨૭) વરાછાની સડકે થઇ જઇએ તો કયા કયા ગામ આવે?
સ. ૨૮) સુરત શહેરની ઉત્તરમાં કયા કયા ગામ આવેલાં છે?
સ. ૨૯) સુરતથી ઇશાનમાં કયા કયા ગામે જઈ શકાય?
સ. ૩૦) સુરતથી પૂર્વમાં કયા કયા ગામ આવ્યાં?
સ. ૩૧) સુરતથી અગ્નિ ખુણામાં કયા કયા ગામ આવ્યાં?
સ. ૩૨) સુરતથી દક્ષિણમાં કયા કયા ગામ આવ્યાં?
સ. ૩૩) સુરતથી નૈર્ઋત્યમાં જઇએ તો કયા કયા ગામે જવાય?

સ. ૩૪) સુરતથી પશ્ચિમમાં કયા કયા ગામ આવ્યાં ?
સ. ૩૫) સુરતથી વાયવ્યમાં જતાં કયા કયા ગામ આવે ?
સ. ૩૬) ચોર્યાસી તાલુકામાં આવેલાં મોટાં ગામ નકશામાં બતાવો.
સ. ૩૭) ઈનામી ગામો કયા કયા છે ? ગાયકવાડી ગામ ગણાવો.
સ. ૩૮) સુરતમાં પાણીના નળ કયાંથી લાવ્યા છે ?
સ. ૩૯) સચીનના નવાબના તાબામાં કયા કયા ગામો છે ?
સ. ૪૦) ચોર્યાસી તાલુકામાં કયા કયા કસ્બા છે ?
સ. ૪૧) ચોર્યાસી તાલુકામાં આવેલાં જાત્રાનાં ઠેકાણાં લખો.
સ. ૪૨) હવા ખાવા લાયક ગામો કયા કયા છે ?
સ. ૪૩) થોડી વસ્તીવાળાં ગામ ગણાવો.
સ. ૪૪) પારસીની વધારે વસ્તી કયા કયા ગામમાં છે ? કયા કયા ગામમાં વહોરાની વસ્તી વધારે છે ?
સ. ૪૫) કયા કયા ગામમાં અગાઉ મીઠું પકવતા હતા ?
સ. ૪૬) કયા કયા ગામમાં તાડીનાં ઝાડ ઘણાં છે ?
સ. ૪૭) નીચેના ગામો શાને માટે પ્રખ્યાત છે તે કહો ને નકશામાં બતાવો.
સુરત, રાંદેર, કતારગામ, સીંગણપોર, ડભોલી, વેડ, ફુલપાડા, સણીઆ, ઉધના, ઘોડાદરા, સચીન, ડુમસ, ભીમપોર, અશ્વિનીકુમાર, કાપદરા, ખજોદ, ઉમરા, અઠવા, અડાજણ, ભાઠા, મોટા વરાછા, ઉંબેર, કુંભાલ, કોસાડ, વરાછા.
સ. ૪૮) સચીનના નવાબના ગામોની હદ નકશામાં કયા રંગથી બતાવેલી છે ?
સ. ૪૯) પીળા રંગથી કયા રાજની હદ બતાવી છે ?
સ. ૫૦) ઇનામી ગામોની હદ કયા રંગથી બતાવી છે ?
સ. ૫૧) સચીન સ્ટેશનથી દક્ષિણે કયું સ્ટેશન છે ?

આપો આપ બુદ્ધિ ખીલવવાનું શ્રેષ્ઠ સાધન.

## "મુખગણિત શિક્ષક"

| | | | |
|---|---|---|---|
| બાળ વર્ગનો | ૦-૧-૬ | ત્રીજા ધો. નો. | ૦-૨-૬ |
| પહેલા ધો. નો | ૦-૧-૯ | ચોથા ધો. નો | ૦-૪-૦ |
| બીજા ધો. નો | ૦-૨-૦ | પાંચમા ધો. નો | ૦-૪-૦ |

## "ડિકટેશન શિક્ષક"

| | | | |
|---|---|---|---|
| બાળપોથીનો | ૦-૨-૦ | ત્રીજીનો | ૦-૩ ૦ |
| પહેલીનો | ૦-૨-૬ | ચોથીનો | ૦-૩-૦ |
| બીજીનો | ૦-૩-૦ | પાંચમીનો | ૦-૪ ૦ |

## : પ્રશ્નોત્તરમાળા :

| | |
|---|---|
| ગુજરાતની સામાન્ય ભૂગોળની | ૦-૩-૦ |
| મુંબઈ ઈલાકાની ભૂગોળની | ૦-૪-૦ |
| હિંદુસ્તાનની સામાન્ય ભૂગોળની | ૦-૪-૦ |

ગૂજરાત વિદ્યાપીઠની બીજી ચોપડીના અર્થ
તથા ડિકટેશન શિક્ષક ચાર આના.

## "ભૂગોળ શિક્ષક"

ચોર્યાસી તાલુકાનો ૦-૨-૦ ] [ સુરત જિલ્લાનો ૦-૩-૦

ગુજરાતના ઇતિહાસની વાર્તા રૂપી
રસિક પ્રશ્નોત્તરમાળા ૭ આના.

ઈશ્વરલાલ મગનલાલ શાહ. શાહપોર—સુરત